# 2 આજની ઘડી રળિયામળી

**નરસિંહ મહેતા**



નરસિંહ મહેતાનો જન્મ ભાવનગર જિલ્લાના તળાજા ગામમાં થયો હતો. તેમના વિશે ઘણી માન્યતાઓ પ્રચલિત છે. નરસિંહ મહેતા જૂનાગઢમાં રહેતા હતા. તેમણે આખું જીવન ભક્તિ-કીર્તનમાં વિતાવ્યું હતું. સંત કવિઓમાં તેમનું માનભર્યું સ્થાન છે.

‘આજની ઘડી રળિયામણી’ સુંદર ભક્તિગીત છે. આ ગીતમાં એક સખી અન્ય સખીઓને વહાલાજીના આવવાના સમાચાર આપે છે. કોઈ મહેમાન આવવાના હોય ત્યારે યજમાન જે તૈયારી કરે એવી તૈયારી અહીં પ્રભુના આવવાની રાહ જોતી સખીઓ કરે છે. આખુંય વાતાવરણ ભક્તિમય, સ્વાગતભર્યું અને ઉત્સાહમય બની રહે છે.



સખી, આજની ઘડી રળિયામણી;
મારો વહાલોજી આવ્યાની વધામણી જી રે. સખી....
સખી, આલાલીલા વાંસ વઢાવીએ;
મારા વહાલાજીના મંડપ રચાવીએ જી રે. સખી....

તરિયાતોરણ બારે બંધાવીએ;
મોતીડે ચોક પુરાવીએ જી રે. સખી....
ગંગાજમનાનાં નીર મંગાવીએ;
મારા બહાલજીનાં ચરણ પખાળીએ જી રે. સખી....
સહુ સખીઓ મળીને આવીએ;
વહાલાજીનાં મંગળ ગવરાવીએ જી રે. સખી....
પૂરો પૂરો, સોહાગણ, સાથિયો;
ઘેર મલપતો આવે હરિ હાથિયો જી રે. સખી....
અતિ મીઠડા થકી થાય મીઠડો;
મહેતા નરસૈયાનો સ્વામી મેં દીઠડો જી રે. સખી....

## શબ્દ-સમજૂતી

**વહાલાજી** (અહીં) શ્રીકૃષ્ણ **આલુંલીલું** થોડું લીલું-થોડું સૂકું, લીલુંસૂકું, (અહીં) ઉમદા પ્રકારના લીલા **તરિયાતોરણ** ત્રણ જાતનાં (આસોપાલવ, આંબો, નાળિયેર) પાનનું તોરણ, જેમાં સાથે કસબના તારનું (કપડાનું) તોરણ પણ શોભા વધારવા માટે હોય છે. (અહીં) શોભાનાં તોરણ એ અર્થમાં **બાર** (અહીં) બારણું, દ્વાર, મંગળ શુભ પ્રસંગે ગવાતું ગીત **સોહાગણ** સૌભાગ્યવતી, સધવા, સૌભાગ્યવંતી (જેનો પતિ હયાત હોય તેવી સ્ત્રી) **મલપતું** ઉમંગમાં ઠાઠથી ધીમે ધીમે ચાલતું **રળિયામણું** સુંદર **ઘડી** ક્ષણ, પળ **ચોક પૂરવા** ચોકમાં સાથિયા પાડવા **હરિ હાથિયો** હાથીની જેમ મલપતી ચાલે આવતા શ્રીકૃષ્ણ

## ભાષા-સજ્જતા

### ઉચ્ચારણ

❁ **મોટેથી વાંચો.**

ળ-ર-ડ-લ

કમળ, બાળ, જળ, બાળક, નળ, બળ, કાળ, ખોળ, ખળખળ

❁ **નીચેનાં શબ્દ-જોડકાં વાંચી બંનેના જુદા-જુદા અર્થ સમજો.**

| | | |
|---|---|---|
| નળ-નર | વાળ-વાર | જાળ-જાર |
| પાળ-પાર | કાળ-કાલ | ગાળ-ગાર-ગાલ |
| વળ-વર | માળી-મારી | વાળ-વાર-વાલ |
| લાલ-લાળ | | |

❁ **મોટેથી વાંચો.**

(1) સખી, આજની ઘડી રળિયામણી-સખી, આજની ઘડી રળિયામણી.

(2) સહુ સખીઓ મળીને આવીને-સહુ સખીઓ મલીને આવીએ.

(3) પક્ષીઓનું ટોળું વાપરાની પાછળ પડ્યું-પક્ષીઓનું ટોરું વાયરાની પાછર પડ્યું.

(4) અમને ઓછી શિષ્યવૃત્તિ મળવાની છે ? - અમને ઓછી શિષ્યવૃત્તિ મલવાની છે ?

(5) મહાદેવમાં અધીરાઈ ને અકળામણ વધવા લાગી-મહાદેવમાં અધીરાઈ ને અકરામણ વધવા લાગી.

સારી ભાષા સૌને ગમે. જેનાં ઉચ્ચારણો સારાં તેની ભાષા સારી. બોલવામાં આપણે ઘણીવાર **'ળ'**ને બદલે **'ર'** કે **'ળ'**ને બદલે **'લ'** અને **'ળ'**ને બદલે **'ડ'**નું ઉચ્ચારણ કરીએ છીએ.

ઉપરનાં વાક્યો વાંચતાં આપણને આ બાબતનો વધુ ખ્યાલ આવે છે. જો આવી કેટલીક બાબતો વિશે આપણે ચીવટ રાખીએ તો આપણી ભાષા વધુ અસરકારક બને.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) ગંગા-જમનાનું નીર મંગાવવાનું કારણ... ☐

(ક) ચોકમાં છાંટવા (ખ) પવિત્ર પાણી પીવા માટે

(ગ) ભગવાનના સ્નાન માટે (ઘ) પગ પખાળવા

(2) અહીં કાવ્યમાં "પૂરો પૂરો" એટલે...

(ક) ભરો (ખ) સંપૂર્ણ (ગ) આખે આખો (ઘ) દોરો

(3) અહીં નરસૈયાનો સ્વામી એટલે...

(ક) કૃષ્ણ (ખ) સખી (ગ) ભગવાન (ઘ) હાથિયો

**2. નીચેના પ્રશ્નોના એક-એક વાક્યમાં ઉત્તર આપો.**

(1) ગોપીને આજની ઘડી રળિયામણી શા માટે લાગે છે ?

(2) વહાલાજી માટે શાનો મંડપ બનાવવામાં આવી રહ્યો છે ?

(3) તરિયાતોરણમાં કયાં-કયાં વૃક્ષોનાં પાંદડાં હોય છે ?

(4) સખી ગંગા-જમનાનાં નીર શા માટે મંગાવે છે ?

(5) ગોપીને સૌથી વધારે વહાલું કોણ છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો.**

(1) તમે તમારા ઘરને કોઈ ખાસ રીતે શણગારો છો ? ક્યારે ક્યારે ? કેવી રીતે ?

(2) તમારા ઘરે કોઈ મહેમાન આવે એ પહેલાં તમે કઈ-કઈ તૈયારી કરો છો ?

(3) કવિ વાંસ વઢાવવાનું શા માટે સૂચવે છે ?

(4) 'ચરણ પખાળીએ'ને બદલે 'પગ ધોઈએ' એનો વાક્યપ્રયોગ કરીએ તો ?

**2. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો.**

(1) સખી, આજની ઘડી રળિયામણી;

મારો વહાલોજી આવ્યાની વધામણી જી રે. સખી.....

..........................................................................

..........................................................................

(2) તરિયાતોરણ બારે બંધાવીએ;

મોતીડે ચોક પુરાવીએ જી રે. સખી.....

.......................................................................

.......................................................................

## 3. ઉદાહરણ મુજબ શબ્દોનો પંક્તિપ્રયોગ અને વાક્યપ્રયોગ કરો.

| ઉદાહરણ : પંક્તિપ્રયોગ | વાક્યપ્રયોગ |
|---|---|
| સખી, આજની ઘડી રળિયામણી | બે ઘડીમાં હું પહોંચું છું. |

ઘડી, વાંસ, મોતીડે, નીર, મંગળ, સોહાગણ

## 4. કાવ્યમાં આવતા શબ્દોને સ્થાને અહીં આપેલ શબ્દો મૂકીને કાવ્ય ફરીથી વાંચો અને કાવ્યમાં શો ફેર પડ્યો તે લખો.

| | |
|---|---|
| ઘડી - પળ | મંગળ - ગીત |
| વાંસ - શેરડી | મલપતો - હાલતો ડોલતો |
| ચોક - બારણું | નીર - પાણી |

## 5. સમાનાર્થી શબ્દો આપી ઉદાહરણ મુજબ વાક્યપ્રયોગ કરો.

ઉદાહરણ : નીર - પાણી, જળ

વાક્ય : ગંગા જમનાનાં નીરથી વહાલાજીનાં ચરણ પલાળીએ.

(1) ચરણ - ...........................................................................

(2) સ્વામી - ...........................................................................

(3) સખી - ...........................................................................

(4) મંગળ - ...........................................................................

6. **નીચેના શબ્દોમાં 'શ' અને 'સ'ના માન્ય ઉચ્ચારણ નીચે લીટી દોરો.**

(1) નરશેયો - નરસૈયો

(2) પૈસા - પૈશા

(3) શાવરણી - સાવરણી

(4) સખી - શખી

## પ્રવૃત્તિઓ

- વર્ગ અને શાળા સુશોભન કરો.
- સ્વાગત ગીત અંક તૈયાર કરો.